श्री जैनधर्म जयति.

મહારાજશ્રીને આપેલુ.

# માનપત્ર.

દોહરો.

આ માનપત્ર સોહામણું, વાંચો રાખી મન;
ગાય શીખેને સાંભળે, તે નરને ધન્ય ધન્ય.

સઘળા જૈનધર્મીભાઈઓને માટે.

---

રચનાર તથા પ્રસિદ્ધ કર્ત્તા.

ગાંધી. મણીલાલ. રાયચંદ.
મુ. બોટાદ.

અમદાવાદ
'યુનિયન પ્રિન્ટિંગ' પ્રેસમાં છાપ્યું.
સને ૧૮૮૯. સવત ૧૯૪૫.
કીંમત ૩-૦-૧-૦

श्री जैनधर्म जयति.

મહારાજશ્રીને આપેલું.

# માનપત્ર

દોહો.

આ માનપત્ર સોહામણું, વાંચો રાખી મન;
ગાય શીખેને સાંભળે, તે નરને ધન્ય ધન્ય.

સઘળા જૈનધર્મીભાઈઓને માટે.

---

રચનાર તથા પ્રસિદ્ધ કર્ત્તા.

ગાંધી. મણીલાલ રાયચંદ.

મુ. બોટાદ.



અમદાવાદ.

'યુનિયન પ્રિન્ટિંગ' પ્રેસમાં છાપ્યું.

સને ૧૮૮૯. સવત ૧૯૪૫.

કીંમત ૩-૦-૧-૦

# श्री जैनधर्म जयति.

## સૂચના.

આજ રોજ એટલે સંવત ૧૯૪૫ ની સાલમાં મહારાજાધિરાજ પુજજીશ્રીજી સાહેબજી શ્રી ૧૦૦૮ મહારાજ શ્રી અમરસીંહજી સ્વામીજી તથા તેમના સીષ્ય મહારાજ શ્રી જેચંદજી સ્વામીજી તથા મહારાજ શ્રી મોતીલાલજી સ્વામીજી તથા તેમના સીષ્ય મહારાજ શ્રી માણેકચંદજી સ્વામીજી આદે સાધુજીએ ચતુર માસુ કરીને વિહાર કર્યો હતો તે દીવસે આપેલું માનપત્ર.

## પ્રસ્તાવના.

સરવે જૈનીભાઇઓને વિંનતિ કરવામાં આવેછે કે આ માનપત્ર નામનું લઘુ પુસ્તક બનાવવાનું કારણ એ છેકે દરેક રીતે આપણા જૈનીભાઇઓની સ્વધર્મ પ્રત્યે પ્રતિદીન ગાઢી પ્રીતિ થાય.

આ લઘુ પુસ્તક મારી સ્વબુદ્ધિથી બનાવેલછે. તો આ પુસ્તકની અંદર જે કાંઇ ભુલચુક હોયતો વાંચનાર ભાઇઓ સુધારીને વાંચશોજી.

**બોટાદ.** } **ગાંધી. મણીલાલ રાયચંદ.**
કાઠિયાવાડ. } ઠેકાણું, દરબારની ડેલીપાસે.

# માનપત્ર.

## હરિગીત છંદ.

અસરણ સરણ દુઃખ નીવારણ, સુખ કરણ વિશ્વપતિ;
તરણ તારણ કર્મ નીવારણ, શુભ દીયો અમને મતિ, ૧
અમુજ શેવક ઉપરે તમે જીનજી કૃપા કરો;
ગુણીયલ ગુરૂના ગુણ ગાતાં વીઘનો દુરે હરો. ૨
ગૌતમ ગુરૂને પાય નમીને સ્તવન રચું હું પ્રીતથી;
સરસ્વતી સ્વામીની આગ્ના માગું આપો બુદ્ધી રૂડી રીતથી. ૩
મહારાજ તણા તો ગુણ ગાતાં થાય સાર અપારજી,
અલ્પ બુદ્ધીથી વરણવું સુણો ભવી નર નારજી. ૪

## દોહરો.

શ્રી મન મહારાજ સ્વામીને, નમન કરી આ વાર;
સ્તવન રચું હું પ્રીતથી, થાય સદા સુખકાર. ૧
ધરમ સ્થંભ મુનીરાજજી, દયાળ દીનાનાથ;
મણીલાલ વંદન કરે, જોડી દોનું હાથ. ૨

## હરિગીત છંદ.

સુભસ્થાન બોટાદ શેહેરમાં, મહારાજ શ્રી પધારીયા;
ગુણીયલ ગુરૂજી ન્યાયનીધી ગ્નાન ગંભીર આવીયાં. ૧
નરનારી સહુ સામા જઈને માન બહુ આપીયું;
મહારાજ શ્રી પધારીયાને દુષ્ટ કર્મ કાપીયું. ૨
રૂડી રીતથી પજોસણ માંહી સમર પોસા બહુ થયા;
માસ ખમણ ઉપવાસ વળી ધર્મના પાર ન રહ્યા. ૩

ભગવતી સુત્ર સુણાવીયાંને પાપ સરવે પરજાળીયા,
કુબુદ્ધી તણોતો નાશ કરીને સુમતી સહુને આપીયાં. ૪
મહારાજ અમરસીંહ સ્વામીને વંદન કરૂ આ વારજી,
મણીલાલ એમ વીનવે સુણો ભવી નર નારજી. ૫

## દોહરો.

મહારાજ શ્રી પધારીયા, બેઠા પાટ મોઝાર;
ધર્મ કથા વળી બહુ કીધી, સુણજો સજન સાર.

## દોહરાના અંતર લાપીકા.

અનંત ગુણીછે આપના, મહારાજ અમરસીંહ સ્વામ;
રવી પેઠે ઉદ્યોત કરે, સીતળ સશી સ્વામ. ૧
જીનેશ્વરને વાંદીએ, સ્વામી બુદ્ધી ભંડાર;
મણીલાલ એમ વીનવે, ઉતારો ભવપાર. ૨

## દોહરાના અંતર લાપીકા.

મોહરણ સુખ કરણ, તીસલાના નંદન;
લાખેણી બુદ્ધી દીયો, લળી લળી કરૂં વંદન. ૧
જીનેસ્વર ચોવીશમા, સ્વામી વંદુ આ વાર;
મણીલાલને બાંહે ગ્રહો, ઉતારો ભવપાર. ૨

---

## દોહરાના અંતર લાપીકા.

મહારાજના દરશન કરે, તે ઠરે અપાર;
કરણા પ્રાતના સદા, ચાહું દરસન સુખકાર. ૧

દરશન દીજો મહારાજજી, જીવન મુગતા મુની રાય;
સ્વામીના દરશન કરે, મણીલાલને સુખથાય. ૨

**દોહરો.**

સમકીત બોધ બહુ આપીયો, સ્વામીએ તેવાર;
સકળ સભાએ સાંભળ્યું, કહું તેહનો વીસ્તાર.



## સમકીતબોધ.

### જે સમકીત પુરૂષહોય તેઓ નરને સમજવા લાયક બોધ.

જુઓ આ સંસાર અસારછે. તેમાં કાંઇ પદાર્થ રહેવાનો નથી. જેમકે—

**દોહરો.**

આ સંસાર અસારછે, ડાભ જળ સમ દેખાય;
કાયા માયા જુઠીછે, કાચી શીશી જણાય.

**ભાવાર્થ.**

જુઓ આ સંસારછે તે અસારછે, તેમાં કાંઇ પદાર્થ રહેવાનો નથી. જેમકે ડાભની અણી ઉપર પાણીનો બીંદુ કેટલી વાર ટકેછે? તેવો આ અથીર સંસાર જાણવો. અગર આકાશને વીષે ઈંદ્ર ધનુષ્ય થાયછે. જુઓ તે કેટલી વાર ટકેછે? તથા પાણીનો પરપોટો થાયછે તે પણ કેટલી વાર ટકેછે? તેવો આ સંસાર અનીત્ય જાણવો. વળી કાયાની જે માયાછે તે પણ જુઠીછે. તે કાંઈ રહેવાની નથી અગર જોબન અનીત્યછે જેમકે આકળનું પાણી પડેછે તે જુ-

ઓ ક્યાંસુધી ટકેછે? સુર્ય નથી ઉગ્યો ત્યાં સુધી. તેમજ આ જોબન ક્યાંસુધી રેહેવાનું છે? જ્યાંસુધી જરા નથી આવ્યાં ત્યાંસુધી. અગર કાચા ઘડામાં પાણી ભર્યું હોય, જુઓ તે ક્યાંસુધી રેહેવાનુંછે? તથા વાદળાની ગટર થાયછે તે પણ આખરે રેહેવાની નથી તેમજ આ કાયાછે તે અનીત્યછે તે પણ રેહેવાની નથી.

## દોહરો.

ચેતો ભવી તમે પ્રાણીયા, આ સંસાર અસાર;
સ્થીરતા કોઈ દીસે નહીં, ધન્ય જોબન પરીવાર. ૧.
ધર્મ કરો તમે પ્રાણીયા, ધર્મ થકી સુખ હોય;
ધર્મ કરંતા જે નર, દુઃખીયો ન દીસે કોય. ૨
ધર્મ કરો તમે પ્રાણીયા, ધર્મ થકી નીરવાણ;
ધર્મ કર્મ જાણ્યા વિના, સોઈ નર પશુ સમાન. ૩
જીનકી સ્થિતી પાક ગઈ, તીનકો આ ઉપદેશ;
ખરો મારગ વીતરાગનો, કુડ નહીં લવલેશ. ૪

## સુબોધ.

માટે હે! ભવી નર ચેતો !! અને આ મનુષ્યા દેહ જે રતન ચીંતામણી જેવી છે તેનું પારખુ કરીને જુઓ? જેમ કે એક માણુસ સીમમાં ભારો લેવા ગયો; પછી વળતા આવ્યો ત્યારે એક જબરી નદી આવી ત્યાં તે માણુસ થાકી ગયો હતો, પછી તેણે વિચાર્યું જે મને બહુ તરસ લાગી

છે, ને પરસેવો પણ વળ્યો છે. એટલે અહીં ભારો ઉતારૂં ને હું વીસામો ખાઊં એમ વિચારીને ત્યાં બેઠો, પછી તે અસ્નાન કરવા લાગ્યો, તેવામાં તેના હાથમાં પારસમણી પડી, ત્યારે તે જોઇને કેહેવા લાગ્યો આહા !!! આ કેવો સુંદર પાસીકોછે ? એમ વીચાર કરતો જાયછે અને હસતો જાય છે. પછી તેણે વીચાર્યું જે આ પાસીકો ઘણો સારોછે તો હું આને બજારમાં જઇને વેચું તો મને કાંઇક મળશે એ-મ વીચારતો બજારમાં નીકળ્યો. અને તે પારસમણી તેના હાથમાં છે તોપણ તે મુરખને ખબર નથી કે આ મણી છે. પછી પોતે વીચારે છે કે મારે સારાં લુગડાં હોય તો હું કેવો સરસ લાગું ? એમ જ્યાં વીચારેછે ત્યાં લુગડાં થયાં વળી કહેછે કે આમાં ખાસી રીતના અતી ઓપતા આભૂ-ષણ હોય હૈયે હાર હોય ડોકે ગળાચવો કેડે સોનાનો કંદો-રો પોંચી હાથમાં વેઢવીંટી વીગેરે હોયતો હું કેવો સરસ લાગુ? વળી ફરી વીચારે છે કે આ ઠેકાણે સાતમાળની મેડી, બાગબગીચા વાડીયું હોયતો કેવું સારૂં ? ત્યારે તે પણ થયું. વળી કહેછે કે આટલામાં એકલા રહેવું તે ઠીક નહીં. માટે સ્ત્રી, ચાકર, નોકર, દાસ, દાશીયું સીપાઈ વીગેરે હોય ને હું ગાદીએ બેસુ તો કેવું સારૂં; પોતે એમ વીચારેછે તે-વામાં તે પણ થયું. ( આ બધું તે પાણામાંથી કરેછે પણ તે પાણો નથી પણ પારસમણી છે અને તેની શેવામાં દે-વતા રહેછે તેથી થાય છે ) પછી પોતે તથા પોતાની સ્ત્રી

ચોપાટે રમતાં હતાં તેવામાં દેવતા વીચાર કરેછે કે આ પારસમણી છે તે આ મુરખને પારખ્યું નથી અને આ સરવે તેહેના પ્રતાપથી થયેલ છે તેવો વિચાર કરી દેવતા કાગડાનું રૂપ લઇ બારી સામુ બેસી કા, કા, કરવા લાગ્યો તેવામાં તે સામો બેઠો ચોપાટે રમતો હતો. ત્યારે તે એકદમ ગુસ્સે થઇને સોગઠાં મારવા લાગ્યો અને કેહેવા લાગ્યો કે, અરે અત્યારે રંગમાં ભંગ કેમ કરે છે. પછી પોતે જે પોતાના હાથમાં પારસમણી હતી તેનો તેણે ઘા કર્યો એટલે તે કાગડો તે પારસમણી લઇને ચાલતો થયો એટલે તે માણુસ પાછો હતો તેવો થઈ ગયો. અને વીલાપ કરવા લાગ્યો કે અરેરે !! આ બધું મારૂં ક્યાં ગયું એવામાં તેને કોઈ વટેમારગુ મળ્યો તેણે કહ્યું અરે ભાઇ તું કેમ રડેછે ત્યારે તેણે કહ્યું કે અહીઆં મારે ઘર મેડીયું વીગેરે હતું તે બધું ઉડી ગયું. ત્યારે તે વટેમારગુએ કહ્યું કે ગાંડા કંઈ ઘરતે ઊડી જતાં હશે ? ત્યારે તેણે કહ્યું કે હુંતો કંઇ ગાંડો નથી અને હું ખરેખરી વાત કહુંછું અને મને આ નદીમાંથી એક સુંવાળો પાણો જડ્યો હતો તેથી હું મારા મનમાં જે ચીતવતો હતો તે થતું. તે વાત સાંભળી વટેમારગુ બોલ્યો કે અરે મુરખ એતો પારસમણી હતી. ત્યારે તેં માણુસે કહ્યું કે મનેતો તે કાંઈ ખબર ન હતી અને મેં તે મણી નાંખી દીધી. હવે પાછો નદીમાં જાઉ જોઇએ એવી બીજી મણી જડે છે ? એમ વિચાર કરીને તે નદીમાં પડ્યો

અને ગોતવા લાગ્યો. પણ તે પાછી પારસમણી જડી નહી.

જુઓ ? તેમ હે ભવી નર આ રતન ચીંતામણી જેવો મનુષ્યાદેહ પામ્યા અને પારસમણીની પેઠે સરવે એળે નાખ્યો તો પાછળથી ઘણો પસ્તાવો થશે. માટે ચેતો અને કાંઇક તરવાનો ઉપાય કરો અને સામાયક પોસા પડિકમણા, ઉપવાસ, એકાસણા. ચોવીઆર વિગેરે પોતાથી જે બને તે કરવું અથવા ગુરૂજી તથા જીનેશ્વરની સ્તુતિ કરો કે જેથી આ સમુદ્ર રૂપી સંસાર તરાય, તો આ મનુષ્યા દેહછે ત્યારે નહીં ચેતોતો કંયારે ચેતશો? માટે ચેતો.

### દોહરો.

ચેતો ભવી તમે પ્રાણીયા, મનુષ્ય અવતાર વહ્યો જાય;
જૈનધર્મ પામ્યા વળી, જેમ ચેતી શકાય.

જે વખતે મહારાજ શ્રીજીએ વિહાર કર્યો તે વખતે કરેલી દીલગીરી.

### લલીત છંદ.

અરર મુનીવરા શું હવે કરૂં, તમ વિયોગથી ઉદાશી હું ફરૂં;
આપનું પધારવું કઇ દિશે થશે, દરશન આપનાં કે દીરે થશે. ૧
વિકટ પંથછે આપણો વળી, શ્રાવક શ્રાવીકા નમે લળી લળી;
અકૃત માહરા કેમરે જશે. દરશન આપનાં કે દીરે થશે. ૨
ધર્મવાણી તો આપની સુણી, બહુ જીવતો થાય ત્યાં ગુણી;
દુષ્ટ બુદ્ધિતો એમની જશે, દરશન આપનાં કે દીરે થશે. ૩
જપ તપને ધ્યાન તો બહુ, ગુરૂજી આપના ગુણ શું કહું;

ક્રોધ વેરીને કાઢીયો કરી, દરશન આપનાં કે દીરે થશે. ૪
શ્રાવક શ્રાવીકા નરને નારીયુ, બોધ આપી અજ્ઞાન કાપીયુ;
ધર્મની વૃદ્ધિતો ઘણી હશે, દરશન આપનાં કે દીરે થશે. ૫
સમકીત બીજતો બહુ આપીયાં, અજ્ઞાન બીજતો બહુ કાપીયાં;
સદ્‌ગુરૂ ક્યારે પગ ધરશે, દરશન આપનાં કે દીરે થશે. ૬
ભગવતી સુત્રતો આપે ભાખીયું, દુષ્ટ કર્મતો દુરે નાશીયું;
લલીત જોડીયો આપના શીષ્યે, દરશન આપનાં કે દીરે થશે. ૭

## દોહરો.

મહારાજશ્રીને વીનવું, રાખજો મેહેર અપાર;
નિસદીન રટણ કરૂં આપનું, ઈષ્ટદેવ સુખકાર. ૧
લાભ દેજો દરશન તણા, ચતુર માસાની મહોર;
લય લાગી મહારાજની, દિન દિન પ્રત્યે અતી જોર.

## ધોળની ગરબી.

### અમે ઈશ્વર માગીએ એટલું. એ રાગ.

મહારાજ પધારજો, કરી લેહેર સેવક ઉપર મેહેર. મહારાજ. ૧
વળી કૃપા રાખજો અતી ઘણી,
જેથી દુષ્ટ કર્મ જાય દુર કે જ્ઞાન ભરપુર. મહારાજ. ૨
તમ વિના અમને નહીં ગોઠશે,
વળી નહીં ભાવશે અન આપ પાસે તન. મહારાજ. ૩
ગુરૂ ભણવું ગણવું અમને નહીં ગમે,
વળી નહીં ગમે કરવી વાત કહુંછું શાક્ષાત. મહારાજ. ૪
વંદણા કરવાની મુજમાં મતી,
તમને વાંદુછું વાર હજાર ન પામું હું પાર. મહારાજ. ૫

ગુરૂ રમવું જમતું અમને નહીં ગમે,
વળી નહીં ગમે બેસવું હાટ અતીસે ઉચાટ. મહારાજ. ૬
સાધુને દીઠે સુખ માહરે,
અણુદીઠે આંધળો ભીંત શ્રાવકની રીત. મહારાજ. ૭
ગુરૂ થોડું કહ્યું ઘણું માનજો,
જાણી એક કહ્યું હજાર કહુંછું નીરધાર. મહારાજ. ૮
ગુરૂ વારંવાર શીષ્ય વીનવે,
નામે મણીલાલ કેહેવાય ભજુ જીન રાય. મહારાજ. ૯

## દોહરો.

મહારાજનાં દરશન કરે, નેન ઠરે અપાર,
કૃપાકરીને મહારાજજી, દેજો દરશન વારંવાર.

જે વખતે મહારાજ શ્રીજીને વળાવીને આવ્યા તે વખતે કરેલી દીલગીરી.

## લલીત છંદ.

અરર ઇશ્વિરા શું રે આ થયું, ગુરૂજીતણું સુખતો ગયું;
ગુરૂજી માહરા કેદી આવશે, દરશન હવેરે કેદી આપશે. ૧
અરર વાણી આપની સાંભરે ધીરાજ, બહુભણકાર થાય મુનીરાજ;
અરર ધર્મવાણી તો કોણ આપશે, દરશન હવેરે કેદી આપશે. ૨
ગદગદ કંઠતો સાંભરે બહુ, પરમ ઇશ્વરા વાત શી કહું.
દુષ્ટ કર્મતો કોણ કાપશે, દરશન હવેરે કેદી આપશે. ૩
ચતુર માસમાં સુધારા બહુકર્યા, અનંતજીવનાં પાપતો હર્યા;
અરર ગુરૂજી ચાલીયા પાળોપાદત્રિશે, દરશન હવેરે કેદી આપશે.૪

પરમ પુજ્યરે પ્રાર્થના કરૂં, નીસદીન તો જપું એકરે ગુરૂ,
ગુરૂજી માહરા કેદિ આવશે, દરશન હવેરે કેદી આપશે. ૫
મણીલાલ તો જપે ગુરૂદેવ, નીસદીન હું છું સદાશેવ.
ગુરૂજી માહરા પાપ કાપશે, દરશન હવેરે કેદી આપશે. ૬
ગુરૂજી તણા દર્શન કરેનર નાર, સફળ તેહેનો થાય અવતાર;
મોક્ષ ગતીને તેહ પામશે, દરશન હવેરે કેદી આપશે. ૭
અનંત જીવની કાઢી મુગતી, ગુરૂએ આપીરે બહુ સુમતી;
ગુરૂજી એહવા કેદી મળશે, દરશન હવેરે કેદી આપશે. ૮

## અરે બાવાજી કેમ ફરેરે ઉદાશ. એરાગ

અહો સુણ બની સુગણ મુજ યાર,
મારે બહુ મહારાજ પરછે પ્યાર;
એસુંછું હું જ્યારેરે હાટ અતીસે થાય ત્યારે ઉચાટ;
ગુરૂજી ગુરૂ જપુ દીનરાત ખાવું પીવું નઈ ભાવે શાક્ષાત.
હું અપાસરે જાઉં જ્યારે અતી ભણકાર થાય ત્યારે.
ગુરૂજીના કરૂં જ્યારે દરશન મારૂં મનથાય ત્યારે પરશન.
બહુ સુખ થાય માહરે જ્યારે, કરૂં ગુરૂના દરશન ત્યારે:
વંદુ ગુરૂ હું વારંવાર, સ્વીકારજો વંદન તમો આવાર.
અહો ગુરૂ ગુણ તણા ભંડાર, આપો દરશન મુગતી દાતાર;
અહો જીવન મુગતા વંદુ મહારાજ, બાંહે ગ્રહો શેવકને ધીરાજ.
આપ પધાર્યા બોટાદ શેહેર, શ્રાવીકાને થઇ ત્યારે લીલા લેહેર;
આપે વિહાર કર્યો જ્યારે, અતી દીલગીર થયા ત્યારે:
આપ વિના એક ઘડી જાય, મારે તો એક વરસ થાય;

સીષ્ય આપનો મણીલાલ કેહેવાય, દરશન તેહને દાડી દેવાય.

## દોહરો.

આપ વિના મહારાજજી, દુ:ખ મારે અપાર;
ક્યાંથી ગોતી કાઢીએ, ગુણીયલ ગુરૂ સુખકાર. ૧
રસાલ વાણી આપની, મુખથી અમૃતદાર;
એવા ગુરૂ મુનિરાજજી, સર્વના પાપ હરનાર. ૨
પ્રશ્ન અનેક પુછવા, કોને પુછું મુનીરાય;
છાના રાખુ મનમાં, અપસોસ અતી ભરાય. ૩
સીખામણુ દેનાર નહીં, ગુરૂ વિના આ ગામ;
નીર લોભી ગુરૂ દેવજી, નીસ દીન જપું નામ. ૪
સુધાર્યું બોટાદ શેહેર, અતી હતું અજ્ઞાન;
પુરણ ભાગ્યે પધારીયા, મહાગુરૂ વીદ્વાન. ૫
શ્રાવક સરવે આપને, કરે યાદરે આજ;
મેહેર કરો ગુરૂ રાયજી, આપના હાથમાં લાજ. ૬
હવે હાથ જોડી કહું, હે ગુણીયલ ગુરૂરાજ;
દુર કરો દોષ મારા, રાખો મારી લાજ. ૭
શ્રાવક સરવે અંહીના, સમરે ગુણ ગુરૂરાજ;
દુર કરો દોષ તેહના, રાખો તેહની લાજ. ૮
વંદન સરવે શ્રાવકો, કરે વારંવાર;
સ્નેહ થકી ગુરૂરાયજી, સ્વીકારજો વારંવાર. ૯
ધર્મ ધ્યાન બહુ ત્યાં કરે, એવી રાખું આશ;
ગુણીયલ ત્યાં ગુરૂરાજછે, સાચું ભાખે દાશ. ૧૦

ઓણુ ચોમાસુ આપનું, જો બોટાદ શેહેર થાય;
જરૂર અમરસીંહજી, પધારજો ગુરૂરાય. ૧૧
એવી મારી આશછે, નહી કરો નીરાશ;
આપ વળી મોટા દીસો, અરજ મારી ખાસ. ૧૨
સારા સાધુ સંચરો, શ્રાવક સુધરશે સાર;
શ્રાવકને સુધારવા, પધારજો કીરતાર. ૧૩
કોઈ દીન દરશન દીયો, આ અમોને આજ;
પાપ ચકચૂર માહારાં, કરજો હે મુનીરાજ. ૧૪
અવગુણ સામુ નવ જુઓ, જ્ઞાન તણા દાતાર;
સાગર સમ આપછો, ખાબોચીયું હું ખાર. ૧૫
ખબર અમારી લઈને, કરજો સુખીયા સાર;
વડો એજ વેપારછે, અતીમાનું ઉપકાર. ૧૬
કરજોડી મણીલાલ કહે, હે ગુરૂ દીન દીયાળ;
વેલા દર્શન આપજો, સીષ્ય ને કૃપાળ. ૧૭

## ચોપાઈ.

અમરસીંહજી છે ક્ષમા ભંડાર, મોતીચંદજી જ્ઞાન દાતાર;
ગુણવંત ગુરૂ માણેકચંદ, ભવભવના મટાડે ફંદ. ૧
એવા ગુરૂ નીત્યે શેવો સહુ, તે મુગતી તણાં સુખ લે બહુ;
મણીલાલ તસ લાગેછે પાય, ગ્રંથ કર્યોછે મહારાજ પસાય. ૨
અલ્પ બુદ્ધીથી રચના કરી, સુધારજો પંડીત શ્રી;
મારૂં ગામ તે બોટાદ શેહેર, પુસ્તક રચ્યુંછે આણીને લેહેર. ૩
ભણતાં ગણતાં જયજયકાર, મોક્ષ તણા લે સુખ અપાર;
વાંચનારા સજજનો સહુ આપ, ભુલચુક કરજો સહુ માફ. ૪

## સમાપ્ત.

# જાહેર ખબર.

સર્વે જૈનધર્મી બાઇઓને વિનંતી કરવામાં આવે છેકે આ માનપત્ર જેઓને લેવાની મરજી હોય તેણે મારી પાસેથી રૂ૦-૧-૦ મોકલી મંગાવી લેવું.

(સહી) મણીલાલ રાયચંદ.

બોટાદ.

